સિરિધમ્મમૂત્તિસૂરિ, તપ્પયં કલ્લાણસાયર મુણિંદો,
સિરિ અમરસાયર ગુરૂ કલ્લાણંકુણઉ સંઘસ્સ.
તપ્પટ્ટિ પુવ્વં પુવ્વય, ભાણુવિજ્જાયસાયરં સૂરિ,
સિરિ ઉદયસાયર સૂરિ, તપ્પથ ગુણમણિ રૂહાણં.

શ્રી કિર્તિસાગર સૂરિ, શ્રી પુણ્યસાગર સૂરિ, શ્રી રાજેંદ્ર સાગર સૂરિ, શ્રી મુક્તિસાગર સૂરિ, શ્રી રત્નસાગર સૂરિય વંદે વિહરમાન શ્રી વિવેકસાગરસૂરિયં વંદે. અચલ ગચ્છ નાયકં વંદે, વિધિપક્ષગચ્છનાયકં વંદે. પહેલે પાટે સુધર્મા સ્વામી, બીજે પાટે જંબૂ સ્વામી, ત્રીજે પાટે પ્રભવ સ્વામી, ચોથે પાટે સિજ્જંભવભૂરિ, પાંચમે પાટે યશોભદ્રસૂરિ, છઠે પાટે સંભૂત્તિવિજયસૂરિ, સાતમે પાટે ભદ્રબાહુસ્વામી, આઠમે પાટે સ્થૂલિભદ્રસ્વામી, એવા પાટાનું પાટ છેલ્લા શ્રી દુઃપ્રસહ નામા આચાર્ય થશે. તેને મ્હારી એકસોને આઠવાર ત્રિકાલ વંદના હોજો. એ સાતમું ખમાસમણ થયું.

ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સજ્ઝાય કહું, સજ્ઝાય સાંભલુંજી. અહીં નવકાર કહીને સજ્ઝાય કહેવી.

## અથ સજ્ઝાય.

અરિહંતા મંગલં મુજ્ઝ, અરિહંતા મુજ્ઝ દેવયા;
અરિહંતા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૧
સિદ્ધાય મંગલં મુજ્ઝ, સિદ્ધાય મુજ્ઝ દેવયા;
સિદ્ધાય કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૨
આયરિયા મંગલં મુજ્ઝં, આયરિયા મુજ્ઝદેવયા;
આયરિયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૩
ઉવજ્ઝાયા મંગલં મુજ્ઝ, ઉવજ્ઝાયા મુજ્ઝદેવયા;
ઉવજ્ઝાયા કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૪
સાહૂયં મંગલં મુજ્ઝ, સાહૂય મુજ્ઝ, દેવયા;
સાહૂય કિત્તિયં તાણું, વોસિરામિત્તિપાવગં. ૫
એ પંચેમંગલં મુજ્ઝ, એ પંચેમુજ્ઝ દેવયા;
એ પંચે કિત્તિયં તાણું વોસિરામિત્તિપાવગં. ૬
એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો;
મંગલાણું ચ સવ્વેસિં, પઢમં હોઇ મંગલં. ૭

પછી ઉભા થઇને ઇચ્છામિ ખમાસમણ પૂર્વ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! પાંચમાં આવશ્યક ભણી દૈવસિક પ્રાયશ્ચિત વિશોધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૦ ઇત્યાદિક

કહીને 'ચંદેસુનિમ્મલયરા' સુધી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી "નમો અરિહંતાણું" એ પદ કહીને કાઉસ્સગ્ગ પારવો. પછી પ્રગટ લોગસ્સ કહેવો. એ નવમું ખમાસમણ થયું. ફરી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! અભિભવ કાઉસ્સગ્ગ ઠાઉં; ઇચ્છં અભિભવ અશેષ દુખ્ખખ્ખય કમ્મખ્ખય નિમિત્તં કરેમિ કાઉસગ્ગં. અન્નથ૦ ઇત્યાદિક કહીને 'સિદ્ધા સિદ્ધિં મમદિસસંતુ' પર્યંત પૂરેપૂરા પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, પછી 'નમો અરિહંતાણું' એ કહીને પ્રગટ લોગસ્સ કહેવો. એથી કરી પડિક્કમણામાં જે અશુદ્ધ આચાર બન્યા હોય, તે સર્વ પાંચ લોગસ્સના કાઉસ્સગ્ગ થકી શુદ્ધ થાય છે. એ પાંચમું કાઉસ્સગ્ગ નામે આવશ્યક અને દશમું ખમાસમણ પૂરું થયું.

## તપાચારની શુદ્ધિ માટે 'પચ્ચખ્ખાણ'

## નામે છઠ્ઠું આવશ્યક.

પછી ઇચ્છામિ ખમાસમણ પૂર્વક ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ! છઠ્ઠાં આવશ્યક ભણી પચ્ચખ્ખાણ વાંદણાં કરૂં જી. એમ કહી બે વાર વાંદણાં દેવાં, પછી ગુરૂમુખે પચ્ચખ્ખાણ કરીયે. એ છઠ્ઠું પચ્ચખ્ખાણ નામે આવશ્યક અને અગીયારમું ખમાસમણ પૂરૂં થયું.

પછી ઇચ્છામિ ખમાસમણુ પૂર્વ હેઠા બેસીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક પારવા ત્રણ નવકાર ગણુંજી. જમણો હાથ ભોંયપર અવળો સ્થાપીને ત્રણ નવકાર ગણવા. પછી "નમો અરિહંતાણં" એ પદ કહીને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક પારવા ગાથા ભણુંજી.

## અથ સામાયિક પારવાની ગાથા.

જં જં મણેણ બદ્ધં, જં જં વાયાય ભાસિયં પાવં, કાએણ વિદ્દુકયં, મિચ્છામિ દુક્કડં તસ્સ. ૧

સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ રજ્જ ભમંત,
તે મે સવ્વ ખમાવિયા, મુજ્ઝવિ તેહ ખમંત. ૨

ખમી ખમાવી મેં ખમી, છવ્વિહજીવનિકાય,
શુદ્ધ મને આલોવતાં, મુજ્ઝ મન વેર ન થાય. ૩

દિવસે દિવસે, લખ્ખં, દેઇ સુવન્નસ્સ ખંડિયં એગો
એગો પુણ સામાઇયં, કરેઈ ન પહુપ્પએ તસ્સ. ૪

કુણે પમાએ બોલીઉં, હુઇવિરૂઇ બુદ્ધિ,
જિણસાસણમેં બોલીઉં, મિચ્છા દુક્કડં સુદ્ધિ. ૫

સામાયિક વ્રત ફાસિઅં, પારિઅં, પૂરિઅં, તીરિઅં, કિત્તિઅં, આરાહિઅં, વિધે લીધું, વિધે કીધું, વિધે પાર્યું, વિધિ કરતાં, કિસિ અવિધિ આશાતના હુઇ હોય, તે સવિ મને, વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. પાટી. પોથી, કવલી, ઠવણી નવકારવાલી કાગલે પગ લગાડ્યો હોય, ગુરૂને આસણે બેસણે, ઉપકરણે પગ લગાડ્યો હોય, જ્ઞાન દ્રવ્ય તણી આશાતના થઇ હોય, તે સવિ મને, વચને, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. અઢી દ્વીપને વિષે સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકા જે કોઇ પ્રભુ શ્રી વીતરાગ દેવની આજ્ઞા પાલે, પલાવે, ભણે ભણાવે, અનુમોદે, તેહને મ્હારી ત્રિકાલ વંદના હોજો. સીમંધર પ્રમુખ વીશ વિહરમાન જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. અતીત ચોવીશી, અનાગાત ચોવીશી, વર્ત્તમાન ચોવીશીને મ્હારી ત્રિકાલ વંદના હોજો. ઋષભાનન, ચદ્રાનન, વર્દ્ધ-

માન, વારિષેણ એ ચાર શાશ્વતા જિનને મ્હારી ત્રિકાલ વંદના હોજો. દશ મનના, દશ વચનના, બાર કાયાના, એ બત્રીશ દોષ માંહેલો સામાયિક વ્રતમાંહે જિકો કોઇ દોષ લાગ્યો હોય, તે સવિહું મને, વચને, કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. સાચાની સદહણા જુઠાના મિચ્છામિ દુક્કડં. ॥

પછી ત્રણ નવકાર મનમાં ગણી ત્રણ ખમાસમણ દેઇ જયણા પૂર્વક ઉઠવું. એ બારમું ખમાસમણ પૂરૂં થયું.

## રાઇ પડિક્કમણ વિધિ.

સામાયિક નામે પ્રથમ આવશ્યક–ત્રણ ખમાસમણ આપી ઇચ્છાકારિ૦ કહીને ઇરિયાવહી૦ પડિક્કમિ પછી તસ્સ-ઉત્તરી૦ કહી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, પ્રગટ લોગસ્સ કહી ગમણાગમણ આલોવવું, સામાયિક ઠાવા ત્રણ નવકાર ગણવા, જીવરાશિ ખમાવી, અઢાર પાપસ્થાનક આલોવી, ગુરૂસ્થાપના નિમિત્તે પંચિંદિય કહીને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ ધારવા. પછી સામાયિક ઉચ્ચાર કરવા એક નવકાર ગણીને સામાયિક વ્રત ઉચરવું.

ચઉવિસત્થો નામે બીજા આવશ્યક ભણી ઇરિયાવહી૦ તસ્સઉત્તરી૦ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી લોગસ્સ પ્રગટ કહેવો.

વંદનક નામે ત્રીજા આવશ્યક ભણી ઇચ્છં અભિભવ અશેષ દુખ્ખખ્ખય કમ્મખ્ખય નિમિત્તે પાંચ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. લોગસ્સ પ્રગટ કહીને કુસુમિણ દુસુમિણ ઉઢામિ નિમિત્તં ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પછી એક લોગસ્સ કહીને ઉત્તરાસંગનો છેડો પડિલેહવો.

પ્રતિક્રમણ નામે ચોથા આવશ્યક ભણી બે વાર વાંદણાં દેવાં.

કાઉસ્સગ્ગ નામે પાંચમાં આવશ્યક ભણી લઘુ અતિચાર કહે. ચૈત્યવંદન કહી ચાર સ્તવન કહેવાં; ઉવસગ્ગહરં૦ નમુથ્થુણં૦ કહીને ગુરૂવંદના કહેવી. પછી સજઝાય કહેવી.

પચ્ચખ્ખાણુ નામે છઠ્ઠા આવશ્યક ભણી પચ્ચખ્ખાણુ વાંદણાં બે વાર દઈને ગુરૂમુખે પચ્ચખ્ખાણ કરીયે. પછી સામાયિક પારવા ત્રણ નવકાર ગણીને " જં જં મણેણુબદ્ધં " ઈત્યાદિ ગાથા કહી પ્રતિક્રમણ સમાપ્ત કરીયે. ા

## ચૈત્યવંદન—સ્તવનો.

પરમેશ્વર પરમાત્મા પાવન પરમિઠ્ઠ;
જય જગ ગુરૂ દેવાધિદેવ નયણે મેં દિઠ્ઠ.

અચલ અકલ અવિકાર સાર કરૂણા રસ સિંધુ;
જગતિ જન આધાર એક નિષ્કારણ બંધુ •

ગુણઅનંત પ્રભુ તાહરા કિમહિ કહ્યા ન જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી ચિદાનંદ સુખ થાય.



વૃષભ લંછન શ્રી ઋષભદેવ, અજિત લંછન હાથી,
સંભવ લંછન ઘોડલો, શીવપુરનો સાથી.

અભિનંદન લંછનં કપિ, ક્રૌંચ લંછન સુમતિ,
પદ્મકમલ શ્રી પદ્મપ્રભુ, દૂર હરે કુમતિ.

સુપાર્શ્વ પ્રભુને સાથીઓ, ચંદ્રપ્રભુજીન ચંદ્ર,
મકર શ્રીજીન સુવિધિપ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણંદ.

ખડ્ગિ જીન શ્રેયાંસનું, વાસુપૂજ્યને મહિષ,
સુકર શ્રીજીન વિમલને સુખકારી અહનિશ.

સિંચાણો જિનઅનંતને, વજ્રલંછન શ્રીધર્મ,
શાંતિ લંછન મરગલો, સેવ્યે સુખ શિવશર્મ.

કુંથુ લંછન બોકડો, અરજિન નંદાવર્ત,
ઘટ લંછન મલ્લિપ્રભુ, કાચબો મુનિસુવ્રત.

નીલકમલ નમિજીનને, શંખ લંછન પ્રભુનેમ,
ફણીધર શ્રીજીન પાર્શ્વને, સેવો વધતે પ્રેમ.

સિંહ લંછન શ્રી ચરમજીન, વર્દ્ધમાન વિખ્યાત,
લંછન જીન ચોવીશનાં, ઓળખીયે અવદાત.

——:૦:——

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય દો રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજવલ લહિએ.
મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા.
સોળે જિન કંચન સમા, એહવા જિન ચોવીશ,
ધીરવિમલ પંડિતતણો, જ્ઞાન વિમલ કહે શિષ્ય.

——:(૦):——

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે,
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
આચારજ ગુણ છત્રીસ, પચવીશ ઉવઝ્ઝાય,
સત્યાવીશ ગુણ સાધુના જપતાં સુખ થાય.
અષ્ટોત્તર સય ગુણ મલી, એમ સમરો નવકાર,
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણમે નિત્યસાર.

——(*)——

ઋષભ જિણંદસું પ્રીતડી, કિમ કીજેહો, કહો ચતુર વિચાર,
પ્રભુજી જઇ અળગા વસ્યા, તિહાં કિણે નવિ હો, કો,
વચન ઉચાર૦ ઋષભ૦ ૧

કાગળ પણ પહોંચે નહિ, નવિ પહોંચેહો, તિંહાં કો પરધાન
જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો. કો'નું વ્યવધાન, ઋ૦ ૨
પ્રીત કરે તે રાગિયા, જિનવરજી હો, તુમે તો વીતરાગ,
પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો, લોકોત્તર માગ. ઋ૦ ૩
પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી કિણ ભાતે હો, કહો બને બનાવ. ઋ૦ ૪
પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો, તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો, દાખી ગુણ ગેહ. ઋ૦ ૫
પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો. પ્રગટે ગુણ રાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો, અવિચળ સુખવાસ. ઋ૦ ૬

—:o:—

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જીનરાયારે,
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મલ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગા જલે, હું ઝીલી નિર્મલ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગા જલે, તે છિલ્લર જળ નવિ પેસેરે,
જે માલતી પુલે મોહીઆ. તે બાઉલ જઇ નવિ બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે. જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજજ પ્યારોરે;
વાચક યશ કહે માહરે, તું જીવ જીવન આધારોરે. ગિ૦ ૫

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો,
દયાનિધિ દીનપર દયા કીજે— તાર૦ ૧

રાગ દ્વેષે ભર્યો, મોહ વૈરી નડયો,
લોકની રીતિમાં, ઘણું એ રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવ માંહિં હું વિષય માતો.— તાર૦ ૨

આદર્યું આચરણ, લોક ઉપચારથી,
શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;

શુદ્ધ શ્રદ્ધાન વળી, આત્મ અવલંબવિનું,
તેહવો કાર્ય તિણે કો ન સીધો૦ તાર૦ ૩

સ્વામી દરિશણ સમું, નિમિત્ત લઇ નિર્મળું.
જો ઉપદાન એ શુચી ન થાશે;

દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમતણો,
સ્વામી સેવા સહી નિકટ લાશે. તાર૦ ૪

સ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે,
દર્શન શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
કર્મ ઝીપી વસે મુક્તિ ધામે તાર૦ ૫

જગત્ વત્સલ મહાવીર જીનવર સુણી,
ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી, બીરૂદ નીજ રાખવા,
દાસની સેવના, રખે જોશો. તાર૦ ૬
વિનતિ માનજો, શકિત એ આપજો,
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધિ સાધક દશા, સિદ્ધતા અનુભવી,
દેવચંદ્ર વિમળ પ્રભુતા પ્રકાશે. તાર૦ ૭

---

## શ્રી ધર્મનાથનું સ્તવન.

ધરમ જીનેસર ગાઉં રંગસું, ભંગમં પડશો હો પ્રીત, જીનેસર
બીજો મન મંદિર આણું નહિ, એ અમ કુલ વટ રીત;
જીનેસર ધર્મ૦ ૧

ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે, ધર્મ ન જાણે હો મર્મ; જી૦
ધરમ જીનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઇ ન બાંધે હો કર્મ; જી૦ધર્મ ૨

પ્રવચન અંજન જો સદગુરૂ કરે, દેખે પરમ નિધાન; જી૦
હૃદય નયણ નિહાલે જગધણી, મહિમા મેરૂ સમાન; જી૦ ધર્મ ૩

દોડત દોડત દોડત દોડીઓ, જેસી મનનીરે દોડ; જી૦
પ્રેમ પ્રતીત વિચારો ઢૂકડી, ગુરૂગમ લેજોરે જોડ; જી૦ ધર્મ ૪

એક પખી કેમ પ્રીતિ વરેં પડે, ઉભય મીલ્યા હુએ સંધી; જી૦
હું રાગી હું મોહે ફંદીઓ, તું નિરાગી નિરબંધ જી૦ ધર્મ ૫
પરમ નિધાન પ્રગટ મુખ આગલેં, જગત ઉલંઘી હો જાય. જી૦
જયોતિ વિના જુઓ જગદીશની, અંધોઅંધ પુલાય. જી૦ ધર્મ ૬
નિરમલ ગુણ મણિ રોહણ ભૂધરા, મુનીજન માનસહંસ; જી૦
ધન્ય તે નગરી ધન વેલા ઘડી, માતા પિતા કુલવંશ; જી૦ ધર્મ ૭
મન મધુકર વર કરજોડી કહે, પદ કજ નિકટ નિવાસ જી૦
ઘન નામી આનંદઘન સાંભલો, એ સેવક અરદાસ; જી૦ ધર્મ ૮

---

## વિમલાચલનું સ્તવન.

વિમલાચલ વિમલા પ્રાણી, શિતલ તરૂ છાયા ઠરાણી,
રસવેધક કંચનખાણી કહે ઇંદ્ર સુણો ઇંદ્રાણી.
સનેહી સંત એ ગીરી સેવો,
ચૌદ ક્ષેત્રમાં તીરથ નહીં એવો. ૧ સનેહી.
છહરી પાળી ઉલ્લસીએ છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ,
મોહમલ્લનાસામા ધસીએ વિમલાચલ વેગે વશીએ. ૨ સનેહી
અન્યસ્થાનક કર્મ જે કરીએ તે હીમ ગીરી હેલા હરીએ,
પાછળ પ્રદક્ષિણા ફરીએ ભવ જલ નીધિહેલા તરીએ. ૩ સનેહી
શિવ મંદિર ચડવા કાજે સોપાનની પંકિત બિરાજે,
ચડતાં દ્રઢ સમકિત છાજે દુર્ભવ્યઅભવ્ય તે લાજે. ૪ સનેહી

પાંડવ પમુહા કેઇસંતા આદેશ્વર ધ્યાન ધરંતા,
પરમાતમ ભાવ ભજંતા સિદ્ધાચળ સિધ્ધ અનંતા. ૫ સનેહી

ખટમાસી ધ્યાન ધરાવે શુક રાજાનું રાજ્ય દિપાવે,
બાહ્યંતર શત્રુ હરાવે શત્રુંજય નામ ધરાવે. ૬ સનેહી.

પ્રાણિધ્યાને ભજો ગીરિ જાચો તિર્થંકર નામ નિકાચો,
મોહરાયને લાગે તમાચો શુભવીર વિમલગીરિ સાચો. ૭ સનેહી

---

## પંચમીનું સ્તવન.

પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાનને પછી ક્રિયા, નહિ કોઈ જ્ઞાન સમાનરે, ૧ પંચમી.

નંદી સુત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિને મનપર્યવ, કેવલ એક ઉદારરે. ૨ પંચમી.

મતિ અઠ્ઠાવીશ શ્રુતિ ચઉદહ વીશ, અવધિ છે અસંખ્ય પ્રકારરે,
દોય ભેદે મનઃ પર્યવ દાખ્યું, કેવલ એક ઉદારરે. ૩ પંચમી.

ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે;
કેવલ જ્ઞાન સમું નહીં કોઇ, લોકાલોક પ્રકાશરે. ૪ પંચમી.

પારસ નાથ પ્રસાદ કરીને, માહરી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદરે ૫ પંચમી.

## દાનશીલ તપ ભાવનાનું સ્તવન.

રે જીવ જૈન ધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર;
દાન શીલ તપ ભાવના જગમાં એટલું સાર ૧ રેજીવ.

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વોરાવીઓ, શ્રી શ્રેયાંસ કુમાર. ૨ રેજીવ.

ચંપાપોળ ઉઘાડવા, ચાલણીએ કાઢયાં નીર;
સતીય સુભદ્રા સુજશ થયો, શીયલે સુર નર ધીર. ૩ રે જીવ.

તપ કરી કાયા શોષવી. સરસ નીરસ અહાર;
વીર જીણંદ વખાણીઓ, ધન્ય ધન્નો અણગાર. ૪ રેજીવ.

અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં નિર્મલ ધ્યાન;
ભરત આરીસા ભુવનમાં, પામ્યા કેવલ જ્ઞાન. ૫ રેજીવ.

જૈન ધર્મ સુર તરૂસમો, જેહુની શીતલ છાયા;
સમય સુંદર કહે સેવતાં, વંછીતફલ પાયા. ૬ રેજીવ.

## ઋષભદેવનું સ્તવન.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહુરે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરીહરેરે, ભાંગે સાદિ અનંત. ૧ ઋષભ.

પ્રીત સગાઇરે જગમાં સહુ કરેરે, પ્રીત સગાઇ ન કોય;
પ્રીત સગાઇરે નિરૂપાધિક કહીરે, સોપાધિક ધન ખોય. ૨ ઋષભ.

કોઇ કંથ કારણ કાષ્ટ ભક્ષણ કરેરે, મલશું કંથને ધાય;
એ મેળો નવિ કહીએ સંભવેરે, મેળો ઠામ ન થાય. ૩ ઋષભ.

કોઇ પતિ રંજન અતિઘણું તપ કરેરે, પતિ રંજન તન તાપ;
એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યુંરે, રંજન ધાતું મેળાપ. ૪ ઋષભ.

કોઇ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખપૂરે મન આશ;
દોષ રહીતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ. ૫ ઋષભ.

ચિત્ત પ્રસન્નેરે પૂજન ફળ કહ્યુંરે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણારે, આનંદ ઘન પદરેહ. ૬ ઋષભ.

## વિમલનાથનું સ્તવન.

દુઃખ દોહગ દુરે ટલ્યાંરે, સુખ સંપદ શું ભેટ;
ધીંગધણી માથે કીયોરે, કુણગંજે નરખેટ.

વિમલ જિન દીઠાં લોયણ આજ,
મહારાં સીધ્યાં વંછિત કાજ, વિમલ જિન દીઠાં લોયણ આજ. ૧

ચરણ કમળ કમળા વસેરે, નિર્મળ થિર પદ રેખ;
સમળ અથિર પદ પરી હરીરે, પંકજ પામર પેખ. ૨ વિમલ.

મુજ મન તુજ પદ પંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદિર ધરારે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર. ૩ વિમલ.

સાહેબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર;
મન વિશરામી વાલહોરે, આતમનો આધાર. ૪ વિમલ

દરિસણ દીઠે જિન તણુંરે, સંશય ન રહે વેધ;
દિનકર કર ભર પસરંતારે, અંધકાર પ્રતિષેધ. ૫ વિમલ.
અમિય ભરી મૂરતિ રચીરે, ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતીરે, નીરખીત તૃપ્તી ન હોય. ૬ વિમલ.
એક અરજ સેવક તણીરે, અવધારો જિનદેવ;
કૃપા કરી મુજદીજીએરે, આનંદઘન પદ સેવ. ૭ વિમલ.

---

સિદ્ધાચલ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્ય હમારાં;
વિમળાચળ ગિરિ ભેટયારે, ધન્ય ભાગ્યા હમારાં.
એ ગિરિવરનો મહિમા મોટો કહેતાં નાવે પારા;
રાયણ રૂષભ સમોસર્યા સ્વામી, પુર્વનવાણું વારારે—ધન્ય૦
મૂળનાયક શ્રી આદિજીનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચાર;
અષ્ટ દ્રવ્યસું પૂજો ભાવે, સમક્તિ મૂળ આધારરે—ધન્ય૦
ભાવ ભક્તિસું પ્રભુ ગુણ ગાવે, આપના જન્મ સુધાર્યા;
યાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વાર્યારે. ધન્ય.
દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા;
પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારૂં, એ તીરથ જગ સારારે—ધ૦
સંવત્ અઢાર ત્યાસીએ માસ આષાઢે, વદિ આઠમ ભોમવારા;
પ્રભુજીકે ચરણ પ્રતાપકે સંઘમે, ખેમા રતન પ્રભુ પ્યારારે—ધ૦

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો,
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો.

સેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો;
સહુકોનાં મનવાંછિત પૂરો, ચિન્તા સહુની ચૂરો,
એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરે—સે૦

સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપકાર ન કરશો—સે૦

લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિસણ દીજે;
ધુંઆડે ધીજું નહીં સાહિબ પેટ પડયા પતીજે—સે૦

શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહેજીનહર્ષ મયાકરી મુજને, ભવસાગરથી તારો—સેવક૦

---

સુણોચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો;
મુજ વિનતડી, પ્રેમ ધરીને ઇણિપરે તુમે સંભળાવજો.

જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ક્ષાયક છે, સુણો— (૧)

જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકિણી નગરીનો રાયા છે, સુણો— (૨)

બાર પર્ષદામાંહિ બિરાજે છે, જસ ચોત્રીશ અતિષય છાજે છે;
ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. સુણો— (૩)

ભવિજનને તે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો— (૪)

તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દુરે વસીયો છું;
મહા મોહરાય કર ફસીયો છું. સુણો— (૫)

પણ સાહેબ ચિત્તમાં ધરિયો છે, તુમ આણ ખડગ કર ગ્રહિયો છે;
પણ કાંઇક મુજથી ડરિયો છે. સુણો— (૬)

જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો— (૭)



વીર જિનેશ્વર સાહેબ મેરા, પાર ન લહું તેરા;
મહેર કરી ટાળો મહારાજ જી, જન્મ મરણના ફેરા હો;
જિનજી ! અબ હું શરણે આયો.

ગર્ભાવાસ તણાં દુઃખ મોહોટાં, ઉંધે મસ્તક રહિયો;
મળ મૂત્ર માંહે લપટાણો, એહવો દુઃખ મેં સહિયો હો, જિ૦

નરક નિગોદમાં ઉપનો ને ચવિયો, સૂક્ષ્મ બાદર થઇયો;
વ્હેંચાણો સુઇને અગ્રભાગે, માન તિહાં કિહાં રહિયો હો જિ૦

એક કંચનને બીજી કામિની, તેહસું મનડું બાંધ્યું;
તેના ભોગ લેવાને હું શૂરો, કેમ કરી જિન ધર્મ સાધું હો. જિ૦
મનની દોડ કીધી અતિ ઝાઝી, હું છઉં કોઈ જડ જેહવો;
કલિ કલિકલ્પમેં જન્મ ગુમાયો, પુનરપિ પુનરપિ તેહવો હો.
જિનજી ! અબ હું શરણે આયો.
ગુરૂ ઉપદેશથી હું નથી ભીનો, નાવિ સદ્દહણા સ્વામી;
હવે વડાઇ જોઇએ તમારી, ખીજમત માંહિછે ખામી હો, જિ૦
ચાર ગતિ માંહે રડવડીઓ, તોએ ન સીધ્યાં કાજ;
રૂષભ કહે તારો સેવકને, બાંહે ગ્રહ્યાની લાજ હો. જિ૦

——(*)——

## અથ મુહુપત્તિના ૫૦ બોલ.

સૂત્ર-અર્થ-તત્વ કરી સદ્દહુ.
સમકિત મોહની, મિશ્ર મોહની, મિથ્યાત્વ મોહની, પરિહરૂં.

| | | | |
|---|---|---|---|
| કામ રાગ, | સ્નેહ રાગ, | દ્રષ્ટિ રાગ, | પરિહરૂં. |
| સુદેવ, | સુગુરૂ, | સુધર્મ | આદરૂં. |
| કુદેવ, | કુગુરૂ, | કુધર્મ | પરિહરૂં. |
| જ્ઞાન, | દર્શન, | ચારિત્ર, | આદરૂં. |

જ્ઞાન, દર્શન, ચારિત્ર-વિરાધના, પરિહરૂં.
મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, આદરૂં.
મન દંડ, વચન દંડ, કાય દંડ, પરિહરૂં.

## અંગ પડિલેહણાના ૨૫ બોલ.

હાસ્ય, રતિ, અરતિ, પરિહરૂં. ( ડાબે હાથે પડીલેહવા. )
ભય, શોક, દુગંચ્છા, પરિહરૂં. ( જમણે હાથે પડીલેહવા. )
કૃષ્ણલેશ્યા, નિલલેશ્યા, કાપોતલેશ્યા, પરિહરૂં. ( માથા ઉપર પડીલેહવા.

રસગારવ, રિદ્ધિગારવ, શાતાગારવ, પરિહરૂં. ( મોઢે પડી લેહવા. )

માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય. પરિહરૂં. ( છાતી આગળ પડીલેહવા, )

ક્રોધ, માન, પરિહરૂં. ( પુંઠે પડીલેહવા.)
માયા, લોભ, પરિહરૂં. (આગળ પડીલેહવા.)
પૃથ્વિકાય, અપકાય, તેઉકાય, ની જયણા કરૂં. ( ડાબે પગે પડીલેહવા. )

વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય, ની રક્ષા કરૂં. ( જમણે પગે પડીલેહવા. )

# સજઝાયો.

---

સમકિતનું મૂળ જાણીયેજી, સત્ય વચન સાક્ષાત્;
સાચામાં સમકિત વસેજી, કુડામાં મિથ્યાત્વ રે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર.

મુખ મીઠો, જૂઠો મનેજી, કુડ કપટનો રે કોટ;
જીભે તો જી, જી, કરેજી, ચિત્તમાં તાકે ચોટરે—પ્રાણી.

આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનો પાસરે—પ્રાણી.

જેહસું માંડે પ્રીતડીજી, તેહસું રહે પ્રતિકૂળ;
મન નવિ મૂકે આમળોજી, એ માયાનું મૂળરે—પ્રાણી.

તપ કીધું, માયા કરીજી, મિત્રસું રાખ્યો રે ભેદ;
મલ્લિજિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે—પ્રાણી.

ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિ પુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે—પ્રાણી.

---

તુમે લક્ષણુ જોજો લોભનાંરે, લોભે જન પામે ક્ષોભનારે;
લોભે ડાહ્યા મનડોલ્યાં કરે રે, લોભે દુર્ઘટ પંથે સંચરેરે-તુમે.

તજે લોભ તેહનાં લેઉ ભામણાંરે, વળી પાય નમીને કરૂં ખામણાંરે,
લોભે મર્યાદા ન રહે કેહનીરે, તુમે સંગત મેલો તેહનીરે–તુમે.

લોભે ઘર મે'લી રણમાં મરેરે, લોભે ઉંચ તે નીચું આદરે રે,
લોભે પાપ ભણી પગલાં ભરે રે, લોભે અકારજ કરતાં ન
ઓસરે રે–તુમે.

લોભે મનડું ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગળું રે;
લોભે ન રહે પ્રીતિને પાવડું રે, લોભે ધન મેલે બહુ એકઠું રે–તુમે.

લોભે પુત્ર પ્રત્યે પિતા હણેરે, લોભે હત્યા પાતક નવી ગણેરે;
તેતો દામતણે લોભે કરી રે, ઉપર મણિધર થાયે તે મરીરે–તુમે.

જોતાં લોભનો થોભ દીસે નહીં રે, એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહીરે;
લોભે ચક્રી સુભુમનામે જુઓ રે, તેતો સમુદ્ર માંહે ડૂબી મૂઓરે.
તુમે.

એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મસું મમતા મંડજોરે;
કવિ ઉદયરત્ન ભાખે મુદારે, વંદુ લોભ તજે તેહને સદારે–તુમે.

———:o:———

રે જીવ ! માન ન કીજીયે, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવેરે—રે૦

સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહિયે યુક્તિરે—રે૦

વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે;
ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારી રે—રે૦
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે.— રે૦
સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટોરે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે.— રે૦



કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. ક૦
ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. ક૦
સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ,
શિષ્યને ક્રોધ થકી થયો, ચંડકોશિયો નાગ. ક૦
આગ ઉઠે જે ઘર થકી, પહેલું તે ઘર બાળે,
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. ક૦
ક્રોધ તણિ ગતિ એહવી, કહે કેવળનાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. ક૦
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. ક૦

નિંદા મ કરજો કોઇની પારકીરે, નિંદાના બોલ્યાં મહાપાપરે,
વેર વિરોધ વાધે ઘણોરે, નિંદા કરતાં ન ગણે માય બાપરે નિં૦

દુર બળતી કાં દેખો તુમેરે, પગમાં બળતી દેખો સહુ કોયરે,
પરના મેલમાં ધોયાં લૂગડાંરે, કહો કેમ ઉજળાં હોયરે. નિંદા૦

આપ સંભાળો સહુકો આપણોરે, નિંદાની મૂકો પડી ટેવરે,
થોડે ઘણે અવગુણે સહુ ભર્યારે, કેહનાં નળિયાં ચુએ કેહેનાં નેવરે.
નિંદા૦

નિંદા કરે તે થાયે નારકીરે, તપ જપ કીધું સહુ જાયરે,
નિંદા કરો તો કરજો આપણીરે, જેમ છુટકબારો થાયરે. નિં૦

ગુણ ગ્રહજો સહુકો તણારે, જેમાં દેખો એક વિચાર રે,
કૃષ્ણ પેરે સુખ પામશો રે, સમયસુંદર સુખકારરે. નિંદા૦

## વણઝારાની સજઝાય.

નરભવ નયર સોહામણું, વણઝારારે.
પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયકરે,

સત્તાવન સંવરતણી, વણઝારારે.
પોઠી ભરજે ઉદાર, અહો મોરા નાયકરે. ૧.

શુભ પરિણામ વિચિત્રતા, વ. કરીઆણાં બહુ મૂલ. અ.
મોક્ષનગર જાવા ભણી, વ. કરજે ચિત્ત અનુકૂલ, અ. ૨

ક્રોધ દાવાનલ ઓલવે, વ. માન વિષય ગીરિરાજ, અ.
ઓલંઘજે હળવે કરી, વ. સાવધાન કરે કાજ, અ. ૩

વંશજાળ માયાતણી, વ. નવિ કરજે વિશરામ, અ.
ખાડી મનોરથ ભટતણી, વ. પૂરણનું નહિ કામ, અ. ૪

રાગ દ્વેષ દોય ચોરટા વ. વાટમાં કરશે હેરાન, અ.
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વ. તે હણજેરે ઠાય, અ. ૫

એમ સવિ વિઘ્ન વિદારીને, વ. પહોંચજે શીવપુરવાસ, અ.
ક્ષય ઉપસમ જે ભાવના, વ. પોઠે ભર્યાં ગુણ રાસ, અ. ૬

ક્ષાયક ભાવ તે થશે, વ. લાભ હોશે તે અપાર, અ.
ઉત્તમવણજ જે એમ કરે, વ. પદ્મ નમે વારંવાર, અ. ૭

## ધોબીડાની સજઝાય.

ધોબીડા તું ધોજે મનનું ધોતીયુંરે, રખે રાખતો મેલ લગારરે,
એણેરે મેલે જગમેલો કર્યોરે, અણ ધોયું ન રાખ લગારરે. ધો. ૧

જિનશાસન સરોવર સોહામણુંરે. સમકિતતણી રૂડી પાલરે,
દાનાદિક ચારે બારણાંરે, માંહિ નવ તત્વ કમળ વિશાળરે. ધો. ૨

તિહાં ઝીલે મુનિવર હંસલારે. પીયે છે જપ તપ નીરરે,
શમદમ આદે જે શિલારે, તિહાં પખાલે આતમ ચીરરે. ધો. ૩

તપવજે તપ તડકે કરીરે, જાલવજે નવ બ્રહ્મ વાડરે,
છાંટા ઉડાડે પાપ અઢારનારે, એમ ઉજલું હોશે તત્કાળરે. ધો. ૪

આલોયણુ સાબુડો સુધો કરેરે, રખે આવે માયા સેવાલરે,
નિશ્ચે પવિત્રપણું રાખજેરે, પછી આપણા નિયમ સંભાળરે.
ધો. ૫

રખે મુકતો મન મોકળુંરે, પડ મેલીને સંકેલરે,
સમય સુંદરની શીખડીરે, સુખડી અમૃત વેલ્લરે. ધો. ૬

—— :o——

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ,
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨
નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉર માંહિ,
આપતણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાહિ. ૩
જોગ નથી સત્સંગનો, નથી સત્‌સેવા જોગ,
કેવળ અર્પણુતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪
"હું પામર શું કરી શકું, એવો નથી વિવેક,
ચરણ, શરણ, ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫
અચિંત્ય તુજ મહાત્મ્યને, નથી પ્રફુલ્લિત ભાવ,
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬.
અચળરૂપ આશક્તિ નહિ, નહિ વિરહનો તાપ,
કથા અલ્પ તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭

ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દૃઢ ભાન,
સમજ નહિ નિજ ધર્મની. નહિ શુભ દેશે સ્થાન. ૮
કાળ દોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોય નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯
સેવાને પ્રતિકુળજે, તે બંધન નથી ત્યાગ,
દેહેંદ્રિય માને નહિ કરે બાહ્યપર રાગ. ૧૦
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન, નયન, યમ નાહિ.
નહિ ઉદાસ અન ભક્તથી, તેમ ગૃહાદિક માંહિ. ૧૧
અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાહિ,
નથી નિવૃત્તિ મિર્મળપણે, અન્ય ધર્મની કાંઇ. ૧૨
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય,
નહિ એક સદ્દગુણ પણ, મુખ બતાવું શુંય ? ૧૩
કેવળ કરૂણા-મૂર્ત્તિ છો, દીનબંધુ દીનાનાથ,
પાપી પરમ અનાથછું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪
અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન. ૧૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક,
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઇ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય ૧૭

'પ્રભુ! પ્રભુ! લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય,
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણુ ઉપાય ? ૧૮
અધમાધમ અધીકો પતિત, સકળ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ? ૧૯
પડી પડી તુજ પદપંકજે, ફરી ફરી માગું એજ,
સદ્ગુરૂ, સંત સ્વરૂપ તુજ, એ દૃઢતા કરિ દેજ. ૨૦

---

વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશ દિશ,
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન.
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા સંપજે,
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ.
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુકડા,
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણુ, તે ગૌતમનાં કરૂં વખાણુ.
ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય,
ગૌતમ જિન શાસન શણુગાર, ગૌતમ નામે જય જયકાર.
શાલદાલ સુરહા ધૃત ગોલ, મન વાંછિત કાપડ તંબોલ,
ઘરસુ ગૃહિણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત.
ગૌતમ ઉદયો અવિચળ ભાણુ, ગૌતમ નામ જપો જગજાણુ,
મ્હોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણુ.

ઘરમય ગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વાંછિત કોડ,
મહિયલ માને મોટા રાય, જો તુઠે ગૌતમનાં પાય.

ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગતિ મલે,
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન.

પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ,
કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપતિ કોડ.

---

કદિ આફત વાદળ શીર પડે,
કદિ મિત્ર વિયોગનું દુઃખ નડે.
કદિ સંપત જાય બધીએ ભલે,
પણ સત્ય સદા ધરજો હૃદયે.



# અથ શ્રી જીવ વિચારના છૂટા બોલ.



(૧) જીવના બે ભેદ છે.

૧ સંસારી તે કર્મ સહિત, ૨ મોક્ષના તે કર્મ રહિત.

(૨) સંસારી જીવના બે ભેદ છે.

૧ થાવર તે સ્થિર રહે તે, ૨ ત્રસ તે હાલે ચાલે તે.

(૩) થાવર જીવના પાંચ ભેદ છે.

૧ પૃથ્વીકાય તે માટી પાષાણાદીક, ૨ અપકાય તે પાણીના જીવ. ૩ તેઉકાય તે અગ્નિના જીવ. ૪ વાઉકાય તે વાયરાના જીવ, ૫ વનસ્પતિકાય તે ઝાડપાલાદીકના જીવ.

(૪) વનસ્પતિકાય જીવના બે ભેદ છે.

૧ પ્રત્યેક તે એક શરીરને વિષે એક જીવ હોય તે. ૨ સાધારણ તે એક શરીરને વિષે અનંતા જીવ હોય તે.

(૫) ત્રસકાયના ચાર ભેદ છે.

૧ બે ઇંદ્રીના તે શરીર અને જીભવાળા. ૨ તે ઇંદ્રીના તે શરીર જીભ અને નાસીકાવાળા, ૩ ચૌરેંદ્રીના તે શરીર, જીભ, નાસીકા અને ચક્ષુવાળા. ૪ પંચેદ્રીના તે તે શરીર, જીભ, નાસીકા, ચક્ષુ અને કાનવાળા.

( ૬ ) પંચેન્દ્રિ જીવના ચાર ભેદ છે.

( ૧ ) નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.

( ૭ ) નારકી સાત છે તેનાં નામ.

૧ ઘમા, ૨ વંશા, ૩ સેલા, ૪ અંજણ, ૫ રીઠા, ૬ મઘા, ૭ માઘવતી ગોત્ર. ૧ રત્નપ્રભા, ૨ શર્કરા પ્રભા, ૩ વાલુકા પ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધુમપ્રભા, ૬ તમપ્રભા, ૭ તમતમાપ્રભા.

( ૮ ) તિર્યંચ પંચેંદ્રીના ત્રણ ભેદ છે.

૧ જલચર-પાણીમાં રહેનારાં પ્રાણીઓ; ૨ થલચર-તે જમીન ઉપર ચાલનારાં પ્રાણીઓ, ૩ ખેચર તે આકાશમાં ઉડનારાં પ્રાણીઓ.

( ૯ ) મનુષ્યના ત્રણ ભેદ છે.

( ૧ ) કર્મભૂમિ ક્ષેત્રના, ૨ અકર્મભૂમિક્ષેત્રના, ૩ અંતર દ્વીપક્ષેત્રના.

( ૧૦ ) કર્મભૂમિનાં ક્ષેત્ર ૧૫ છે તેનાં નામ.

૫ ભરતક્ષેત્ર, ૫ ઐરવતક્ષેત્ર; ૫ મહાવિદેહ ક્ષેત્ર.

( ૧૧ ) અકર્મભૂમિનાં ૩૦ ક્ષેત્ર છે તેના નામ.

૫ હેમવંત, ૫ ઐરણ્યવ્રત, ૫ હરિવર્ષ, ૫ રમ્યક, ૫ દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ.

(૧૨) અંતરદ્વીપનાં ૫૬ ક્ષેત્ર છે. તે આ જંબુદ્વિપ મધ્યે હિમવંત અને શિખરી એવા બે પર્વત છે એ પર્વતો મધ્યેથી પૂર્વે અને પશ્ચિમે લવણ સમુદ્રમાં આઠ ગજદંતા એટલે દાઢા નીકળ્યા છે, તે એક એક ગજદંતા ઉપર સાત સાત ક્ષેત્રો છે.

(૧૩) દેવતાના ચાર ભેદ છે.

૧ ભુવનપતિના, ૨ વ્યંતરના, ૩ જ્યોતિષિના, ૪ વૈમાનીકના.

(૧૪) ભુવનપતિ દેવતાના ૧૦ ભેદ છે.

૧ અસુર કુમાર નિકાય (સ્થાનક) ૨ નાગ કુમારનિકાય, ૩ સુવર્ણકુમારનિકાય, ૪ વિદ્યુતકુમારનિકાય, ૫ અગ્નિકુમારનિકાય, ૬ દ્વિપકુમારનિકાય, ૭ ઉદધિકુમાર નિકાય, ૮ દિશિકુમારનિકાય, ૯ પવનકુમારનિકાય, ૧૦ સ્તનિતકુમારનિકાય.

(૧૫) વ્યંતર દેવતાના બે ભેદ છે.

૧ વ્યંતરના, ૨ વાણ વ્યંતરના.

(૧૬) વ્યંતર દેવતાના આઠ ભેદ છે.

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, ૮ ગંધર્વ.

( ૧૭ ) વાણુ વ્યંતરના આઠ ભેદ છે.

૧ અણુપન્ની નિકાય, ( સ્થાનક ) ૨ પણુપન્ની નિકાય, ૩ એસીવાદીનિકાય, ૪ ભૂતવાદી નિકાય, ૫ કંદિત નિકાય, ૬ મહાકંદિત નિકાય, ૭ કોહંડ નિકાય, ૮ પતંગ નિકાય.

( ૧૮ ) જ્યોતિસી દેવતાના પાંચ ભેદ છે.

૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા.

( ૧૯ ) વૈમાનિક દેવતાના બે ભેદ છે.

૧ કલ્પ તે આચારવાળા, ૨ કલ્પાતિત તે પોતે સ્વામી છે.

( ૨૦ ) કલ્પ તે બાર દેવ લોકવાળા, તે દેવલોકનાં નામ.

૧ સુધર્મ દેવલોક, ૨ ઇશાન દેવલોક, ૩ સનતકુમાર દેવલોક, ૪ માહેંદ્ર દેવલોક, ૫ બ્રહ્મ દેવલોક, ૬ લાંતક દેવલોક, ૭ મહાશુક્ર દેવલોક, ૮ સહસાર દેવલોક, ૯ આનંત દેવલોક, ૧૦ પ્રાણંત દેવલોક, ૧૧ આરણુ દેવલોક, ૧૨ અચ્યુત દેવલોક.

( ૨૧ ) કલ્પાતિતના બે ભેદ છે.

૧ નવગ્રૈવેયકનાં, ૨ પાંચ અનુત્તર વિમાનના.

( ૨૨ ) નવગ્રૈવેયકનાં નામ.

૧ સુદર્શન, ૨ સુપ્રતિબંધ, ૩ મનોરમ, ૪ સર્વભદ્ર.

૫ વિશાળ, ૬ સુમનસા, ૭ સુમણુસ, ૮ પ્રીયંકર, ૯ આદિત્ય,

( ૨૩ ) પાંચ અનુતર વિમાનના નામ.

૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજીત, ૫ સર્વાર્થ સિદ્ધ.

( ૨૪ ) મોક્ષના જીવના ૧૫ ભેદ છે.

૧ જીણુ સિદ્ધા, ૨ અજીણુ સિદ્ધા, ૩ તીર્થ સિદ્ધા, ૪ અતીર્થ સિદ્ધા. ૫ ગૃહુલિંગે સિદ્ધા, ૬ અન્યલિંગે સિદ્ધા. ૭ સ્વલિંગે સિદ્ધા, ૮ સ્રી લિંગે સિદ્ધા, ૯ પુરૂષ લિંગે સિદ્ધા, ૧૦ નપુસંક લિંગે સિદ્ધા, ૧૧ પ્રત્યેક બુદ્ધ સિદ્ધા. ૧૨ સ્વયં બુધ્ધ સિદ્ધા, ૧૩ બોધ બોધિત સિદ્ધા, ૧૪ એક સિદ્ધા ૧૫ અનેક સિદ્ધા.

એ પ્રકારે જીવને વિચાર સંક્ષપે જાણુવો, હવે વિદ્યાર્થીઓને ઉપયોગી શાળાપયોગી જૈન પ્રશ્નોત્તર નામના પુસ્તકમાંથી કેટલાક પ્રશ્નો અહીં આપીએ છીએ.*

---

* સદરહુ પુસ્તકમાં આવા ઘણા ઉપયોગી પ્રશ્નો છે તેથી વિશેષ જાણુવા અર્થે તે પુસ્તક વાંચવા ભલામણુ છે.

## લોકાલોક.

(૧) પ્રશ્ન—આ દુનિયાને આપણા શાસ્ત્રમાં શું કહે છે?
ઉત્તર—લોક.
(૨) પ્ર—લોકને ફરતું શું છે?
ઉ—અલોક
(૩) પ્ર—અલોકમાં શું છે?
ઉ—એકલું આકાશ છે બીજું કંઇજ નથી.
(૪) પ્ર—લોક અને અલોક બંન્ને મળીને શું કહેવાય છે?
ઉ—લોકાલોક (લોક+અલોક)

---

## પંચ પરમેષ્ટિની ઓળખ.

(૧) પ્ર—લોકાલોક સંપૂર્ણપણે કોણ જાણી દેખી રહ્યા છે?
ઉ—પરમેશ્વર.
(૨) પ્ર—આપણે અહીં વાતચીત કરીએ છીએ તે પરમેશ્વર જાણે?
ઉ—હા, તે સર્વ જાણે છે.
(૩) પ્ર—સર્વ જાણે તે કેવા કહેવાય?
ઉ—સર્વજ્ઞ.

(૪) પ્ર–સર્વજ્ઞ કોને કોને કહેવાય ?
ઉ–સિદ્ધ ભગવંતને તથા અરિહંત દેવને.

(૫) પ્ર–સિદ્ધ ભગવંત કયાં રહે છે ?
ઉ–સિદ્ધ ક્ષેત્રમાં.

(૬) પ્ર–સિદ્ધ ક્ષેત્ર કયાં છે.
ઉ–લોકને મસ્તકે, અલોકની નીચે.

(૭) પ્ર–સિદ્ધ ભગવંતને કેટલા હાથ હોય ?
ઉ–હાથ ન હોય. કારણ કે તેમને શરીર ( કે જે જડ પદાર્થ છે તે ) નથી.

(૮) પ્ર–સિદ્ધ ભગવંત અહીં કયારે આવે ?
ઉ–ન આવે, કારણ કે આવવાનું કારણજ નથી.

(૯) પ્ર–અરિહંત દેવ એટલે શું ?
ઉ–કર્મરૂપ શત્રુને હણનાર.

(૧૦) પ્ર–કર્મ એટલે શું ?
ઉ–જીવની સાથે રહીને સંસારનાં સુખ દુઃખ આપનાર.

(૧૧) પ્ર–કર્મ કેટલી જાતનાં છે ?
ઉ–આઠ જાતનાં.

(૧૨) પ્ર–તમે કર્મ દીઠાં છે ?
ઉ–ના, તે આપણાથી ન દેખાય.

(૧૩) પ્ર–તમારી પાસે કેટલાં કર્મ છે ?
ઉ–આઠ.

(૧૪) પ્ર–સિદ્ધ ભગવંત પાસે ?

ઉ–એકકે નહિ.

(૧૫) પ્ર–અરિહંત દેવ પાસે ?

ઉ–ચાર કર્મ.

(૧૬) પ્ર–અરિહંત દેવને કેટલા હાથ હોય ?

ઉ–બે.

(૧૭) પ્ર–તેઓ ખાય શું ?

ઉ–સાધુની પેઠે અચેત અહાર.

(૧૮) પ્ર–સિદ્ધ ભગવંત શું ખાય ?

ઉ–કંઇ ન ખાય ( તેમને શરીર નથી તો ભૂખ ક્યાંથી હોય ! )

(૧૯) પ્ર–હાલ આ લોકમાં અરિહંત કેટલા છે ?

ઉ–વીશ.

(૨૦) પ્ર–તેઓ કયા લોકમાં છે ?

ઉ–*ત્રીછાલોકમાં.

(૨૧) પ્ર–ત્રીછાલોકના કયા ક્ષેત્રમાં ?

ઉ–મહાવિદેહ ક્ષેત્રમાં.

(૨૨) પ્ર–મહાવિદેહ કેટલા છે ?

ઉ–પાંચ.

---

* પશ્ચિમ મહાવિદેહે ( જંબુદ્વીપમાં ) અધોગામ વિજય આશ્રી અધોલોકમાં પણ તીર્થંકર છે. પરંતુ બહોળતાએ ત્રીછા લોકમાં કહેવા.

(૨૩) પ્ર—અરિહંત દેવ મરીને કયાં જાય ?
ઉ—મોક્ષે જાય.

(૨૪) પ્ર—આપણા ભરત ક્ષેત્રમાં છેલ્લા અરિહંત કોણ થયા ?
ઉ—મહાવીર પ્રભુ, બીજું નામ વર્ધમાન સ્વામી.

(૨૫) પ્ર—તેઓ હાલમાં કયાં છે ?
ઉ—સિદ્ધ ક્ષેત્રમાં.

(૨૬) પ્ર—નવકાર મંત્ર બોલો ?
ઉ—નમો અરિહંતાણું; નમો સિદ્ધાણું; નમો આયરિયાણું; નમો ઉવજ્ઝાયાણું; નમો લોએ-સવ્વ સાહુણું.

(૨૭) પ્ર—નમો એટલે શું ?
ઉ—નમસ્કાર હોજો.

(૨૮) પ્ર—અરિહંતાણું એટલે શું ?
ઉ—અરિહંત દેવને.

(૨૯) પ્ર—સિદ્ધાણું એટલે શું ?
ઉ—સિદ્ધ ભગવંતને.

(૩૦) પ્ર—અરિહંત અને સિદ્ધ એ બેમાં મોટા કોણ ?
ઉ—સિદ્ધ.

(૩૧) પ્ર—ત્યારે અરિહંતને પ્રથમ નમસ્કાર શા માટે કરીએ છીએ ?
ઉ—તેમણે (અરિહંતે) સિદ્ધને ઓળખાવ્યા તેથી વિવેક ખાતર.

(૩૨) પ્રશ્ન—અરિહંત કેવા હોય ?
ઉ૦–સાધુજીના જેવા.

(૩૩) પ્ર૦–સિદ્ધ ભગવંત કેવા છે ?
ઉ૦–નિરંજન, નિરાકાર.

(૩૪) પ્ર૦–નિરંજન એટલે શું ?
ઉ૦–જેને કર્મરૂપી અંજન–મેલ નથી તે.

(૩૫) પ્ર૦–નિરાકાર એટલે શું ?
ઉ૦–જેને આકાર નહિ તે.

(૩૬) પ્ર૦–નમો આયરિયાણં એટલે શું ?
ઉ૦–આચાર્યજીને નમસ્કાર.

(૩૭) પ્ર૦–આચાર્ય કોને કહેવાય ?
ઉ૦–પોતે શુદ્ધ આચાર પાળે અને બીજાને પળાવે તે આચાર્ય.

(૩૮) પ્ર૦–આચાર્યમાં કેટલા ગુણ હોય ?
ઉ૦–છત્રીશ. *

(૩૯) પ્ર૦–અરિહંતમાં કેટલા ગુણ હોય ?
ઉ૦–બાર *

(૪૦) પ્ર૦–આચાર્ય મોટા કે અરિહંત ?
ઉ૦–અરિહંત.

---

* આગળ કહેવાશે.

(૪૧) પ્ર૦-સિદ્ધ ભગવંતમાં કેટલા ગુણ હોય ?
ઉ૦-આઠ. [કહ્યું ?

(૪૨) પ્ર૦-નવકાર મંત્રના ચોથા પદમાં કોને નમસ્કાર કરવાનું
ઉ૦-ઉપાધ્યાયજીને.

(૪૩) પ્ર૦- ઉપાધ્યાય કોને કહેવાય ?
ઉ૦-શુદ્ધ સુત્રાર્થ પોતે ભણે અને બીજાને ભણાવે તેને.

(૪૪) પ્ર૦-આપણી નિશાળમાં કોણ ઉપાધ્યાય ?
ઉ૦-કોઈ નહિ.

(૪૫) પ્ર૦-ઉપાધ્યાયજીમાં કેટલા ગુણ હોય ?
ઉ૦-પચીશ. *

(૪૬) પ્ર૦- ઉપાધ્યાય મોટા કે આચાર્ય ?
ઉ૦-આચાર્ય.

(૪૭) પ્ર૦-નવકારનું પાંચમું પદ બોલો ?
ઉ૦-નમો લોએ-સવ્વસાહુણં.

(૪૮) પ્ર૦-લોએ એટલે ?
ઉ૦-લોકમાં.

(૪૯) પ્ર૦-સવ્વસાહુણં એટલે ?
ઉ૦-સર્વ સાધુજીને. ( પાંચમા પદનો અર્થ એવો છે કે લોકમાં જેટલા સાધુ છે તે સર્વને નમસ્કાર. )

(૫૦) પ્ર૦-સાધુજીમાં કેટલા ગુણ હોય ?
ઉ૦- સત્તાવીશ*

---

* આગળ કહેવાશે.

(૫૧) પ્ર૦-નવકાર મંત્રમાં કેટલાને નમસ્કાર કરવાનું કહ્યુંછે?
ઉ૦-પાંચને.

(૫૨) પ્ર૦-કયા પાંચને ?
ઉ૦-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

(૫૩) પ્ર૦-એ પાંચે મળીને શું કહેવાય ?
ઉ૦-પંચ પરમેષ્ટિ.

(૫૪) પ્ર૦-પંચ પરમેષ્ટિના કેટલા ગુણ ?
ઉ૦-એકસો આઠ.

(૫૫) પ્ર૦-પંચ પરમેષ્ટિમાં સાધુપણું કેટલા પાળે છે ? અને કયા કયા ?
ઉ૦-ચાર, અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

(૫૬) પ્ર૦-સિદ્ધ ભગવંત શું કરે છે ?
ઉ૦-આનંદ અથવા અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે.

(૫૭) પ્ર૦-પંચ પરમેષ્ટિમાં માણસ કેટલા ?
ઊ૦-ચાર. ( સિદ્ધ ભગવંત સિવાય )

---

# જીવ તત્વ તથા અજીવ તત્વ.

(૧) પ્રશ્ન-આપણા શરિર ઉપર અગ્નિનો તણખો પડે તો શું થાય ?
ઉત્તર-વેદના થાય.

(૨) પ્ર૦-માણસ મરી જાય પછી તેના શરીરને શું કરે છે ?
ઉ૦-અગ્નિમાં સળગાવી દે છે.

(૩) પ્ર૦-તેને વેદના નહિ થતી હોય ?
ઉ૦-ના, તેને વેદના ન થાય.

(૪) પ્ર૦-શા માટે ન થાય ?
ઉ૦-તેનામાં જીવ નથી.

(૫) પ્ર૦-ક્યાં સુધી આપણને સુખ દુઃખ જાણવામાં આવે છે ?
ઉ૦-શરીરમાં જીવ છે ત્યાં સુધી.

(૬) પ્ર૦-ત્યારે સુખ દુઃખ કોણ જાણે છે ? શરીર કે જીવ ?
ઉ૦-જીવ સુખ દુઃખ જાણે છે.

(૭) પ્ર૦-તમે જીવ દીઠો છે ?
ઉ૦-ના, તે આપણાથી દેખી શકાતો નથી.

(૮) પ્ર૦-શરીરમાં જીવ કઈ જગાએ રહેતો હશે ?
ઉ૦-આખા શરીરમાં (સર્વાંગે) જીવ વ્યાપી રહ્યો છે.

(૯) પ્ર૦-કોની પેઠે ?
ઉ૦-તલમાં તેલ રહે છે તેની પેઠે.

(૧૦) પ્ર૦-જીવ મરે કે નહિ ?
ઉ૦-જીવ કદી ન મરે.

(૧૧) પ્ર૦-ત્યારે મરી જવું એટલે શું ?
ઉ૦-શરીરમાંથી જીવનું જતા રહેવું, જીવ કાયાનું જુદું પડવું.

(૧૨) પ્ર૦-જીવ શરીર છોડીને કયાં જાય ?
ઉ૦-બીજા શરીરમાં ઉપજે.

(૧૩) પ્ર૦-બધા જીવને બીજા શરીરમાં ઉપજવું પડે ?
ઉ૦-સિદ્ધ થાય તેમને બીજા શરીરમાં ઉપજવું ન પડે.

(૧૪) પ્ર૦-જીવ લોકમાં ઝાઝા છે કે અલોકમાં ?
ઉ૦-અલોકમાં એકલું આકાશ છે; ત્યાં જીવ એક પણ નથી. લોકમાં અનંતા જીવ ભર્યા છે.

(૧૫) પ્ર૦-લોકમાં જીવ વગરનું કોઇ પણ સ્થળ હશે ?
ઉ૦-ના, એક સોયના અગ્ર ભાગ જેટલી પણ આ લોકમાં જીવ વિનાની ખાલી જગા નથી.

(૧૬) પ્ર૦-જીવનું બીજું નામ શું ?
ઉ૦-આત્મા.

(૧૭) પ્ર૦-હાથીનો આત્મા મોટો કે કીડીનો ?
ઉ૦-બન્નેનો આત્મા સરખો છે.

(૧૮) પ્ર૦-હાથી મરીને કીડી થાય તો તેનો જીવ એવડા નાના શરીરમાં કેમ સમાઇ શકે ?

ઉ૦-એક દીવો આખા ઓરડામાં અજવાળું આપે છે; પણ તેજ દીવા ઉપર એક વાસણ ઢાંકીએ તો તેટલાજ ભાગમાં તેનું અજવાળું સમાઇ જાય છે. તેવી રીતે જીવ પણ શરીર પ્રમાણે વ્યાપીને રહે છે.

(૧૯) પ્ર૦-જીવ આપણા દેખવામાં આવે છે કે નહિ ?

ઉ૦-ના, તે અરૂપી છે.

(૨૦) પ્ર૦-ત્યારે આપણે જેજે ચીજો જોઇ શકીએ તે બધી કેવી કહેવાય ?

ઉ૦-અજીવ.

(૨૧) પ્ર૦-જીવ અને અજીવમાં શો ફેર ?

ઉ૦-જીવનું ચૈતન્ય લક્ષણ છે; અને અજીવ અચેતન એટલે જડ છે.

(૨૨) પ્ર૦-આપણું શરીર જીવ કે અજીવ ?

ઉ૦-અજીવ.

(૨૩) પ્ર૦-ત્યારે જડ પદાર્થ પોતાની મેળે હાલી ચાલી કેમ [શકે ?

ઉ૦-તેમાં જીવ હોય ત્યાં સુધી તે જીવની શકિતથી હાલી ચાલી શકે પછી તેનાથી કશુંએ ન થાય.

(૨૪) પ્ર૦-સર્વ પદાર્થોનો કયા બે તત્વમાં સમાવેશ થઇ જાયછે?

ઉ૦-જીવ તત્વ અને અજીવ તત્વમાં; અથવા ચેતન અને જડમાં.

---

# સચેત* અચેતની સમજણ.

(૧) પ્ર૦-સાધુ પાણી કેવું વાપરે ?
ઉ૦-અચેત એટલે જીવ વગરનું.

(૨) પ્ર૦-કુવા, નદી તળાવ વગેરેનું પાણી પ્રાયઃ કેવું હોય ?
ઉ૦-સચેત એટલે જીવવાળું.

(૩) પ્ર૦-પાણીના એક ટીપામાં કેટલા જીવ કહ્યા છે ?
ઉ૦-અસંખ્યાતા.

(૪) પ્ર૦-અસંખ્યાતા એટલે ?
ઉ૦-ગણ્યા ગણાય નહિ તેટલા.

(૫) પ્ર૦-ગણી શકાય તે કેટલા કહેવાય ?
ઉ૦-સંખ્યાતા.

(૫) પ્ર૦-વરસાદનું પાણી કેવું હોય ?
ઉ૦-સચેત.

(૭) પ્ર૦-પાણી સચેત હોય તે અચેત શાથી થાય ?

---

* **सचेतस** એ શબ્દ વિશેષણ છે; એનો અર્થ લાગણીવાળું; અર્થાત્ સુખ-દુઃખ જેને લાગે છે તે. એ શબ્દનું પ્રથમાનું રૂપ **सचेतः** થાય છે. તેમજ **सचित्** એ શબ્દ પણ વિશેષણ છે. તે પણ ઉપલા અર્થમાં વાપરી શકાય છે. પણ '**सचेत**' એ શબ્દ ઉપલા અર્થમાં વાપરવો એ ભૂલભરેલું છે. તેમજ ખરો શબ્દ **अचित** અગર **अचेत** છે; નહિ કે **अचित**.

ઉ૦-ઉનું થવાથી અથવા તેમાં અચેત કરી શકે તેવી બીજી વસ્તુ મળવાથી.

(૮) પ્ર૦-પાણીને અચેત કરી શકે તેવી વસ્તુ કંઇ?
ઉ૦-રાખ, ચોખા ઉપરની રજ, દ્રાક્ષ, કેરી વગેરે. (ચોખા, દ્રાક્ષ, કેરી, વગેરે ધોવાતાં પાણી અચેત થઈ જાય છે)

(૯) પ્ર૦-સાધુજી સચેત પાણી શા માટે નથી વાપરતા?
ઉ૦-પાણીના જીવની દયાને ખાતર.

(૧૦) પ્ર૦-પાણીના જીવની દયાને ખાતર બીજું શું કરે છે?
ઉ૦-વરસાદના દહાડામાં એકજ ગામમાં રહે છે અને વરસતા વરસાદમાં ગોચરી કરવા પણ જતા નથી.

(૧૧) પ્ર૦-સાધુ ખોરાક કેવો ખાય?
ઉ૦-અચેત.

(૧૨) પ્ર૦-રોટલા રોટલી સચેત કે અચેત?
ઉ૦-અચેત.

(૧૩) પ્ર૦-શાક ભાજી સચેત કે અચેત?
ઉ૦-કાચી લિલોત્રી સચેત હોય, પરંતુ રાંધેલી અચેત કહેવાય.

(૧૪) પ્ર૦-રાંધવાથી અચેત કેમ થાય છે?

ઉ૦-ચુલા માંહેની અગ્નિ લાગવાથી તેના જીવો મરી જાય છે *

(૧૫) પ્ર૦-કાચી લિલોત્રી સાધુને કલ્પે?

ઉ૦-ના; તે સચેત છે માટે ન કલ્પે.

(૧૬) પ્ર૦-કાચુ અનાજ સાધુને કલ્પે ?

ઉ૦-અચેત કલ્પે; પણ સચેત હોય તે ન કલ્પે.

(૧૭) પ્ર૦-સચેત અચેત અનાજ કેમ પરખી શકાય ?

ઉ૦-જે અનાજ વાવવાથી ઉગે તેવું હોય તે સચેત; અને ઊગી શકે નહિ તેવું હોય તે અચેત.

(૧૮) પ્ર૦-ચોખા સચેત કે અચેત.

ઉ૦-અચેત; કારણકે તે વાવ્યા ઉગતા નથી.

(૧૯) પ્ર૦-જુવાર, બાજરી, ઘઉં, મગ, ચણા, અડદ, મઠ, મકાઇ, વગેરે સચેત કે અચેત ?

ઉ૦-સચેત.

(૨૦) પ્ર૦-અડદની દાળ કાચી હોય તે સચેત કે અચેત ?

ઉ૦-અચેત; કારણ કે કોઇ પણ કઠોળની દાળ વાવી ઉગતી નથી.

---

* અહીં શિક્ષકે વિદ્યાર્થીને સમજાવવું કે સાધુ કાંઈ એવું ઇચ્છતા **નથી** કે મારે માટે કોઈ રસોઇ પકવે અગર સચેત વસ્તુને અચેત કરી મને આપે, અચેત થએલી વસ્તુ તૈયાર પડી હોય અને સાધુ આવી ચઢે તો યોગ્ય લાગે તો લે છે.

(૨૧) પ્ર૦ લોટ સચેત કે અચેત ?

ઉ૦-અચેત.

(૨૨) પ્ર૦-કેવાં લોટ દાળ સચેત કહેવાય અને સાધુને ન કલ્પે ?

ઉ૦-તરતનાં દળેલાં અથવા ભરડેલાં લોટ દાળ સચેત કહેવાય ને સાધુને લેવાં કલ્પે નહિ.

(૨૩) પ્ર૦-કાચું મીઠું સચેત કે અચેત ?

ઉ૦-સચેત.

(૨૪) પ્ર૦-મીઠામાં કેવા જીવો હોય ?

ઉ૦-પૃથ્વીકાય.

(૨૫) પ્ર૦-પૃથ્વીકાય જીવો બીજા શેમાં હોય ?

ઉ૦-ખડી, ખારો, માટી, પત્થર, હિંગળો, હરતાળ, ગેરૂ, ગોપીચંદન, રત્ન, પરવાળાં વગેરેમાં.

(૨૬) પ્ર૦-જુવારના દાણા જેટલી પૃથ્વીકાય લઇએ તો તેમાં કેટલા જીવો હોય ?

ઉ૦-અસંખ્યાતા.

(૨૭) પ્ર૦-પાણીમાં કેવા જીવો રહેલા છે ?

ઉ૦-અપકાય

(૨૮) પ્ર૦-લીલોત્રીમાં કેવા જીવો રહેલા છે ?

ઉ૦-વનસ્પતિ કાય.

(૨૯) પ્ર૦-વનસ્પતિ કાય જીવો શેમાં શેમાં હોય છે ?

ઉ૦-ઝાડ, છોડ અને વેલાનાં મુળ, થડ, ડાળાં, ડાળખાં, છાલ, પાંદડાં, ફુલ, ફળ, બીજ વગેરેમાં વનસ્પતિ કાય જીવો હોય છે.

(૩૦) પ્ર૦-વનસ્પતિ કાયના મુખ્ય કેટલા ભેદ છે? અને
કયા કયા?

ઉ૦-બે; પ્રત્યેક ને સાધારણ.

(૩૧) પ્ર૦-પ્રત્યેક વનસ્પતિ કોને કહેવાય?

ઉ૦-શરીરે શરીરે એકેકો જીવ હોય તે પ્રત્યેક.

(૩૨) પ્ર૦-સાધારણ વનસ્પતિ કોને કહેવાય?

ઉ૦-અનંતા જીવોનું એક શરીર હોય તેને સાધારણ વનસ્પતિ કહે છે.

(૩૩) પ્ર૦-વનસ્પતિમાં કેટલા જીવ છે?

ઉ૦-કુણીમાં અનંતા, કાચીમાં અસંખ્યાતા ને પાકીમાં સંખ્યાતા જીવ હોય છે.

(૩૪) પ્ર૦-સાધુને પાકી કેરી વ્હોરાવાય?

ઉ૦-આખી કેરી સાધુને લેવી ન કલ્પે; કારણ કે તેની ગોટલીમાં જીવ છે.

(૩૫) પ્ર૦-સાધુને પાકી કેરીનો રસ વ્હોરાય?

ઉ૦-હા.

(૩૬) પ્ર૦-સાધુને ઘી ઉનું ખપે કે થીણું?

ઉ૦-ઉનું અને થીણું બેઉ કલ્પે.

(૩૭) પ્ર૦-સાધુને તેલ લેવું કલ્પે?

ઉ૦-હા. તેલ અચેત છે.

(૩૮) પ્ર૦-સાધુને દુધ, દહીં અને છાશ કલ્પે?

ઉ૦-હા; તે પણ અચેત હોય છે માટે કલ્પે.

(૩૯) પ્ર૦-સાધુને ખારો લેવો કલ્પે ?
ઉ૦-ના; તે સચેત ગણાય.

(૪૦) પ્ર૦-સાધુને સાકર, ખાંડ, ગોળ લેવાં કલ્પે ?
ઉ૦-હા; તે અચેત છે માટે કલ્પે. [શકાય ?

(૪૧) પ્ર૦-અચેત વસ્તુ પણ સાધુજીથી કયારે ન વ્હોરી
ઉ૦-અસુઝતી હોય ત્યારે.

(૪૨) પ્ર૦-અસુઝતી કોને કહેવાય ?
ઉ૦-અચેત વસ્તુ સચેત વસ્તુને લાગેલી હોય; અથવા વ્હોરાવવા જતાં સચેત વસ્તુનો સ્પર્શ થઈ ગયો હોય તો અચેત વસ્તુ પણ સાધુને લેવી કલ્પે નહિ.

(૪૩) પ્ર૦-સાધુજીને વ્હોરાવતી વખતે આપણે કયી કયી વસ્તુને અડકવું નહિ ?
ઉ૦-પૃથ્વી કાય, અપકાય તથા વનસ્પતિકાય જીવો જે વસ્તુમાં છે તે વસ્તુને તથા અગ્નિને અડકવું નહિ, તેમજ ફુંક મારીને કાંઇ ચીજ આપવી નહિ.

(૪૪) પ્ર૦-અગ્નિને શા માટે અડકવું નહિ ?
ઉ૦-તેના એક તણખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે.

(૪૫) પ્ર૦-તે કેવા જીવ કહેવાય ?
ઉ૦-અગ્નિકાય અથવા તેઉકાય.

(૪૬) પ્ર૦-સાધુને વ્હોરાવતાં ફુંક શા માટે ન મારવી ?
ઉ૦-ફુંકવાથી વાયરાના જીવો હણાય છે માટે.

(૪૭) પ્ર૦-વાયરાના જીવો કેવા કહેવાય ?

ઉ૦-વાઉકાય.

(૪૮) પ્ર૦-વાયરાના જીવો શાથી હણાય છે ?

ઉ૦-ઉઘાડે મુખે બોલવાથી, ઝાપટ નાખવાથી, હીંચકવાથી વગેરે ક્રિયાઓથી.

(૪૯) પ્ર૦-એકવાર ઉઘાડે મોંઢે બોલવાથી કેટલા વાઉકાય જીવો હણાય ?

ઉ૦—અસંખ્યાત.

(૫૦) પ્ર૦-પૃથ્વીકાય, અપકાય, તેઊકાય અને વનસ્પતિકાય એટલે શું ?

ઉ૦-પૃથ્વીકાયં એટલે પૃથ્વીના જીવો, અપકાય એટલે પાણીના જીવો, તેઉકાય એટલે અગ્નિના જીવો. વાઉકાય એટલે વાયરાના જીવો અને વનસ્પતિકાય એટલે વનસ્પતિના જીવો. *

---

* અહીં શિક્ષકે વિદ્યાર્થીઓના મનમાં સજ્જડ ઠસાવવું જોઇએ કે પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિમાં જીવ છે, એ વાત કાંઇ ગપ્પ નથી; કારણ કે તે દરેકને વધવા-ઘટવાપણું છે અર્થાત 'લાગણી' છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. સાહેબ લોકોએ પ્રયોગો કરીને એ દરેકમાં જીવ હોવાની ખાત્રી કરી છે. આપણા એક બંગાળી શોધકે હમણાંજ શોધ કરી છે કે ધાતુ પણ સચેત છે. આમ વીતરાગ અથવા પક્ષપાત વગરના પ્રભુની વાણી આપણે માત્ર અંધ શ્રદ્ધાથીજ માન-

# ત્રસ અને સ્થાવર જીવો.

(૧) પ્ર–પૃથ્વીના પાણીના, અગ્નિના, વાયરાના અને વનસ્પતિના એ પાંચે જાતના જીવો પોતાની મેળે હાલી ચાલી શકે ખરા ?

ઉ–તેઓ પોતાની મેળે હાલી ચાલી શકતા નથી.

(૨) પ્ર૦–જે જીવો પોતાની મેળે હાલી ચાલી શકે નહિ તે કેવા જીવો કહેવાય ?

ઉ૦–સ્થાવર.

(૩) પ્ર૦–જે જીવો પોતાની મેળે હાલી ચાલી શકે તે કેવા કહેવાય ?

ઉ૦–ત્રસ

(૪) પ્ર૦–તમે ત્રસ કે સ્થાવર !

ઉ૦–ત્રસ.

(૫) પ્ર–હાથી, ઘોડા, ઉંટ, ગાય, ભેંસ વગેરે ત્રસ કે સ્થાવર ?

ઉ૦–ત્રસ.

---

વાની નથી પણ ખરેખરી છે માટેજ માનીએ છીએ. એમ કહી શ્રદ્ધા બેસાડવી. અન્ય ધર્મના પણ દાખલા આપવા. જેવા કે બ્રાહ્મણો માને છે કે 'જલમાં, સ્થલમાં સર્વમાં વિષ્ણુ છે,' વિષ્ણુ એ શબ્દ **વિષ** એટલે વ્યાપવું એ ઉપરથી થયેલો છે. અર્થાત સર્વ જગ્યાએ જીવ વ્યાપી રહેલો છે.

(૬). પ્ર૦—માખી, મંકોડા વગેરે ત્રસ કે સ્થાવર?
ઉ૦—ત્રસ.

(૭) પ્ર—લીમડો ત્રસ કે સ્થાવર ?
ઉ૦—સ્થાવર.

(૮) પ્ર૦—પાણીના જીવો ત્રસ કે સ્થાવર ?
ઉ૦—સ્થાવર.

(૯) પ્ર૦—કબાટ ત્રસ કે સ્થાવર
ઉ૦—કબાટમાં જીવ નથી; માટે તે ત્રસ કે સ્થાવર કાંઇ કહેવાય. નહિ.

(૧૦) પ્ર૦—મીઠાના જીવ
ઉ૦—સ્થાવર.

(૧૧) પ્ર૦—પોરા ?
ઉ૦—ત્રસ.

(૧૨) પ્ર૦—ઘડીયાળ ?
ઉ૦—તેમાં જીવ નથી.

(૧૩) પ્ર૦—જીવના મોટા ભેદ કેટલા ?
ઉ૦—બે, ત્રસ અને સ્થાવર.

(૧૪) પ્ર૦—સ્થાવરના કેટલા ભેદ ?
ઉ૦—પાંચ, પૃથ્વી, અપ, તેઉ, વાઉ અને વનસ્પતિ.

(૧૫) પ્ર૦—કુલ કેટલી કાયના જીવો છે?
ઉ૦—છ કાયના જીવો છે. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય.

# શ્રી મહાવીર શાસન.

(૧) પ્ર૦-આપણે કયો ધર્મ પાળીએ છીએ ?
ઉ૦-જૈન ધર્મ.
(૨) પ્ર૦-'જૈન' નામ શાથી પડ્યું ?
ઉ૦-જીન પરમાત્માએ સ્થાપ્યો તેથી જૈન ધર્મ કહેવાયછે
(૩) પ્ર૦-જીન એટલે શું ?
ઉ૦-રાગ દ્વેષના જીતનાર.
(૪) પ્ર૦-જીવનું બીજું નામ શું ?
ઉ૦-તીર્થંકર અથવા અરિહંત અથવા વીતરાગ.
(૫) પ્ર૦-આપણે કયા તીર્થંકરના શાસનમાં છીએ?
ઉ૦-ચોવીશમા શ્રી મહાવીર સ્વામિના શાસનમાં.
(૬) પ્ર૦-શ્રી મહાવીર પ્રભુનાં માતુશ્રીનું નામ શું ?
ઉ૦-ત્રિશલા દેવી.
(૭) પ્ર૦-શ્રી મહાવીરના પિતાનું નામ શું ?
ઉ૦-સિદ્ધાર્થ રાજા.
(૮) પ્ર૦-તેઓ કેવી જ્ઞાતે હતા ?
ઉ૦-ક્ષત્રીય.
(૯) પ્ર૦-સિદ્ધાર્થ રાજાની રાજધાની કયા શહેરમાં હતી ?
ઉ૦-ક્ષત્રીકુંડનગરમાં.
(૧૦) પ્ર૦-સિદ્ધાર્થ રાજાને કેટલા કુંવર હતા ?
ઉ૦-બે.

(૧૧) પ્ર૦-તેમનાં નામ શું ?

ઉ૦-મોટા નંદીવર્ધન અને નાના શ્રી વર્ધમાન અથવા શ્રી મહાવીર.

(૧૨) પ્ર૦-મહાવીર સ્વામિના શરીરનો વર્ણ કેવો હતો ?

ઉ૦-સોના જેવો.

(૧૩) પ્ર૦-મહાવીર સ્વામિનું દેહમાન કેટલું હતું ?

ઉ૦-સાત હાથ.

(૧૪) પ્ર૦-દેહમાન એટલે શું ?

ઉ૦-શરીરનું માપ અથવા ઉંચાઇ.

(૧૫) પ્ર૦-મહાવીર સ્વામિનું આયુષ્ય કેટલું હતું ?

ઉ૦-બ્હોતેર વર્ષનું.

(૧૬) પ્ર૦-તેમણે કેટલા વર્ષની ઉમરે દિક્ષા લીધી ?

ઉ૦-ત્રીશ વર્ષની.

(૧૭) પ્ર૦-દિક્ષા લીધા પછી ધર્મ કયારે પ્રરૂપ્યો ?

ઉ૦-સાડાબાર વર્ષ અને એક પખવાડીએ, કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી.

(૧૮) પ્ર૦-કેવળજ્ઞાન એટલે શું

ઉ૦-સંપૂર્ણ જ્ઞાન.

(૧૯) પ્ર૦—કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી ભગવંતે શું કીધું ?

ઉ૦—કેવળજ્ઞાને કરીને લોકમાં અનેક પ્રકારના ત્રસ અને સ્થાવર જીવોને દુઃખી થતા જાણીને તેઓને દુઃખોથી મુક્ત કરવા માટે મોક્ષમાર્ગ દેખાડયો, અને અનેક જીવોને સંસાર સમુદ્રથી તાર્યા. અનંત જીવોની દયાનો પાલક સાધુવર્ગ ઉત્પન્ન કર્યો, દાનાદિક ઉત્તમ ગુણોથી અલંકૃત શ્રાવક વર્ગ ઉભો કર્યો. અને તેમના માટે અપૂર્વ જ્ઞાનના ભંડાર રૂપ શાસ્ત્રો ગુંથી શકે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન અને ત્રિપદી વિદ્યા ગણધર દેવને આપીને ત્રીશ વર્ષ કેવળ પ્રવર્જ્યા પાળી 'લોક'ને મસ્તકે શાશ્વત એવી સિદ્ધ ગતિ પામ્યા.



कयपावोवि मणुस्सो. आलोइय निदिंअ गुरु सगासे
होई अंईरेग लहुओ, ओहरिअ भरुव्व भारवहो.

પાપનો કરનાર એવો મનુષ્ય પણ ગુરૂ પાસે કરેલા પાપને પ્રકા[illegible] કરતો તથા પાપની નિંદા કરતો-એટલે મિચ્છામિ દુક્કડં દેતો વકો ઘણા પાપથી હલકો થાય જેમ ભાર ઉપાડી લઇ જનાર માણુસ ભાર ઉતારી હળવો થાય છે તેમ ( પ્રતિક્રમણ કરતો ) તે પણ કર્મ રૂપ ભારે કરીને હળવો થાય છે.

---

જેટલા અક્ષર શ્રુતના ભણાવે, તેટલા વરસ હજારજી
સ્વર્ગાદિના સુખને વિલસે, પામે ભવનો પાર. શ્રુતપદ ભજીએજી.